ફકત પારસીઓ માટેજ.

# પારસી કોમમાં વધી પડેલું કુંવારાપણું.

લેખક:- મીનોચેહર રતનજી પાંડે.

કીંમત ચાર આના.

આ પુસ્તક દીનશાહ શાપુરજી નસાનીએ મુંબઇના કોટમાં નં૦ ૫૭-૫૯, કાવસજી પટેલ સ્ટ્રીટ ખાતે ધી ફ્રશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે, અને મીનોચેહર રતનજી પાંડેએ, નં૦ ૩૦, ધોબીતળાવ, મુંબઇ નં ૨ મધ્યે પ્રગટ કીધું છે

૭૦૧૬

# જુનાં દેસાઇની કું.

તમોને કોઇબી જાતની

—કોઇબી ડીઝાઇનની રંગ બેરંગી—

તમામ વેલાયતી જેવીજ

—:o:—

# ચુંદડી

૧૦૪૬૯

—છપાવવી હોય તો અમારી સલાહ લેજો—

ગરમ, સુતરાઉ, રેશમી કાપડ ધોઇ, તેમજ

અપ-ટુ-ડેટ રંગોમાં રંગી આપીશું.

—:o:—

# જુની દેસાઇની કું.

વહાડયાજીના આતશબેહેરામની સામેની લાઇનમાં,

જેમ્સ પીઅરસની બાજુમાં, પ્રીન્સેસ સ્ટ્રીટ,

મુંબઇ.

# જેમ્સ મેન્યુફેકચરીંગ કું૦



## સ્થાપી ૧૮૮૫.

---

પીઆના, ઓરગન, પેરીસની બનાવટના, તેમજ હમારા કારખાનામાં બનાવેલાં, હાથના તેમજ પગના ફોલડીંગ, હારમોનીયમો હીઝ માસતર્સ વોઇસ, ગ્રામોફોન્સ, તેમજ ગાયણોની રેકોર્ડસ, અને સ્વીસ, તેમજ જરમન ચહુડ, ઉતર-ભાવના ગ્રામોફોન્સ, એકરોહીઅન્સ.

ઝંઝરી, અને વાંસલીના વેપારીઓ.

રબર-સ્ટેમ્પ,-તેમજ બ્રાસ અને મેટલ સ્ટેમ્પ, અને નામના પાટયાં બનાવનારા, તેમજ હરેક ધાતુ ઉપર કોતરકામ કરનારા અને લખવાની બ્લુ બ્લેક, અને લાલ શાહી વીગેરે બનાવનારા.

નંબર ૧૬૩, કાલબાદેવી, મુબઈ.

---



બહેસ્તનશીન મ્હારા વ્હાલાં

# નેક પીતાજી

રતનજી ભીમજી પાંડેની

# ભલી

અને

# પવિત્ર યાદમાં.



ફકત પારસીઓ માટેજ.



# પારસી કોમમાં વધી પડેલું કુંવારાપણું.

લેખક:—મીનોચેહેર રતનજી પાંડે.



કીંમત ચાર આના.

# THE KALKADEVI SHORTHAND TYPEWRITING INSTITUTION.

Established 1898.

**Effetive Coaching & Excellent Results.**

**EVERY YEAR.**

THE ONLY SUCCESSFUL & THEREFORE THE BEST.

**Special Arrangements For Parsee Ladies**

SUBJECTS TAUGHT :

**Book-keeping & Accountancy.**

**All Commercial Subjects, Shorthand, Typewriting and Special Shorthand Speed Classes, also Students Prepared For the Recognized**

LONDON EXAMINATIONS.

**TESTIMONIALS FROM MEMBER OF PARLIAMENT AND OTHER EUROPEANS.** Particulars and the Highest Bonafide Press and other opinions from

## GOPALDAS LALDAS

Managing Proprietor.

*Princess Street Corner, Kalkadevi Road*—**BOMBAY.**

All Rights Reserved.

# પારસી કોમમાં વધી પડેલું કુંવારાપણું.



## તેનો વાસ્તવિક સબબ શું છે?



## રીતની બીકે કોમને કરેલું મોટું નુકશાન.



લખનાર **મી. મીનોચેહેર રતનજી પાંડે.**



પારસી કોમમાં કુંવારાપણું જામુન રીતે વધી પડયું છે. એ સવાલ ઉપર છેલ્લાં કેટલાક વરસો થયાં કોમ વચ્ચે જ્યારે ત્યારે ચરચા જાગી હતી, પણ તે વખતે પુરતું લક્ષ દેવામાં ન આવ્યું હતું અને તેનું પરીણામ બહુજ ભુરાઈમાં આવ્યું.

તે બુરાઈ એટલાજ માટે આપણે ઓળખીશું કે, ધર્મ તરફની બેદરકારી વધી પડેલી હોવાથી અને આપણી કોમને સારે રસ્તે દોરવનાર શીક્ષકો (શીક્ષકો એટલે આપણી સ્કુલના માસ્તરો નહિં પણ ખરા ગુરૂજીઓ, જેવા કે આગલા જમાનામાં હતા અને આજે બીજી બાહ્ય કોમોમાં તેવા થોડાક જણાય છે તેવા) ન હોવાથી કુંવારાપણું દાખલ થવા પામ્યું છે.

પ્રિય વાંચકો! જેમ એક નાના બાળકની સંભાળ લેવા માટે એક માતાની મુખ્ય જરૂર હોય છે, તેમ કુંવારાપણાંના અનેક ગેરલાભો સમજાવવાને માટે એક માન પામેલા અશો પાક પહરેજગાર ગુરૂજીની જરૂર આજે ઘણી માલમ પડે છે કે, જેઓજ આપણા અજાનપણામાં ફસેલા નરનારીઓને સીધો ને સરળ રસ્તો દેખાડશે. હું, એટલા સુધી બોલીશ કે, તેજ ગુરૂઓ આપણા ફીશયારીમાં મરીચરી રહેલાં લોકોને મોજશોખ ઉપર કાબુ રાખવાને તથા કુંટુંબ કબીલાવાલાં થવાના અનેક ફાયદાઓ સમજાવી શકશે. તેમજ મેહનત કરીને ગુજરાણ ચલાવવા અને તેની બરકતથી નામદારી મેળવવા તથા તે નામદારીને વધુ પાયા ઉપર મેલી કીર્તી વધારવા અને તે કીર્તીના જોમ તથા જોશથી સખાવત કરવા અને તેની અસરથી હરેક કોમ કોમ વચ્ચે મીત્રાચારી અને ભાઇબંધી વધારવાનું પણ આપો-આપ ઉતેજન મળશે. ટુંકમાં બોલીશું, તો એવી બાબદો ઉપર લંબાણ ભાષણો ચાલુ અને ચાલુ કરતા રહેવાનો મુખ્ય ધર્મ ગુરૂઓનો અને તેઓને સાંભળવાની બેહદીનોની ખરેજ ફરજ છે; પણ અફસોસ, આપણામાં આજે તે જણાતું નથી.

આપણા પવિત્ર મહજબે એવાં ફરમાનો પોતાની પવીત્ર કેતાબોમાં આપ્યા છે, કે જે પ્રમાણે આપણે સાદાઇ અને અશોઇથી ચાલયે તો આજે આપણા સંસારનું વહાણ કોઇ જુદીજ દિશાએ હંકરાતું જણાય, પણ અફસોસ! સમજવાને

અને સમજી તે પ્રમાણે વર્તવાને આપણું આજે ઘણા પાછળ છીએ. આપણે ધર્મની ખરી ખુબી પીછાણવાને નીષ્ફળ નીવડયાં છીએ. આ જમાનામાં ધર્મ એ ખરેખર શું કહ્યું છે, તે જાણતાં નથી, જાણવાની દરકાર કરતાં નથી. આજે તો અસલ લખાણને છોડી તરજુમાં વાંચવાની આપણને ભલામણ થાય છે, પણ આખો ટોળો તરજુમાં વાંચી તેનાથી સમજ મેળવી લે તે અશકય છે. માટે અસલ લખાણોનું રહસ્ય જાણવાને, તે સમજવાને અને તે પ્રમાણે વર્તવાનું શીક્ષણ આપવાને આપણને ધર્મ શીક્ષકો (ગુરૂજીઓ) ની અંગત જરૂર છે, પણ અત્રે કહી દેવું જોઇએ, કે આ શિક્ષકો સ્વાર્થ રાખનારા કે એહસીલા ન હોવા જોઇએ. બ્હેદીનોના "હાજી હા" ભણાવ્યાથી "હાજી હા" ભણનારાઓ નહી જોઇએ. તેઓનો ઓશીઆળો અવતાર બી હોવો નહિં જોઇએ., તેઓ વળી લોભથી ફરી જનારા નહિં જોઇએ. ટુંકમાં કહેતાં ધર્મગુરૂનુ લક્ષણ અવસ્તાએ જણાવ્યું તેવુંજ રહેવું જોઇએ. ફેશનની શીસ્યારીથી આપ અખ્તયાર બનેલો વર્ગ જે સુધરેલો પક્ષ કહેવાય છે, પણ જે ખરેખર તો કુધારા તરફ વળેલો છે, તેવો કહેવાતો કેળવાયલો વર્ગ અને જુના વિચારનો કહેવાતો વર્ગ, એમ બંને આવા ધર્મગુરૂને માન આપી તેમનું સાંભળે, એવા ધર્મગુરૂના આજે આપણને જરૂર છે. આપણી ફરજ શામાં છે અને તે શું છે તે ખુલ્લી રીતે બતાવી આપે. ત્યારે ને ત્યારેજ—આપણો બેહદ ટોળો કાંઇ રાહપર આવશે.

આપણે હર વેળાએ આપણા મહજબ તરફ ડોક નમાવી નમસ્કાર કર્યે છીએ, અને તે પાક મહજબે લગ્નનું સુખ ઉત્તમમાં ઉત્તમ ગણાવ્યું છે. હું ખાત્રીથી જણાવું છું કે સર્વને પરણવા ગમે છે. મારા હમદીન **ભાઇઓને અને બહેનોને.** બધાંને સંસારમાં જોડાવાની હોંશ છે, પણ ન પરણવાનું મુખ્ય કારણ પેલી "**રીતની ભીખનો બાહુ**" છે, જે તેઓને નડે છે. આ બીહવરાવનારા "બાહુ" થી મોટો ભાગ કુંવારાપણામાં રહે છે, અને કેટલાક "**રીતની ભીખ**" ની આશામાં અટવાઇને ખોદાને માર્ગે લાગી જાય છે.

અફસોસ, આપણા પારસી બેટાઓ એમજ સમજી બેઠા છે, કે અમારાથી ગરીબાઇમાં અને સાદાઇમાં તો રહેવાયજ નહી, અને (ફેશનની) ફીશયારી તો છોડાયજ નહી. એબી એક જાતનું કોટકજની?

કહે છે કે ઘેરના ભાડાં મોંઘાં અને ખોરાકીની ચાલુ મોંઘવારીને લીધે, રૂપ્યા ૧૦૦ થી રૂ ૧૫૦) નો કમાનારો શું જોઇને કોઇને ચાંદલો કરવા જાય, ને તે બાપડી કાંઇને લાવીને ઉલટી હાડમારી ને સંતાપમાં નાખે, તેથી પૈસાવાળો બીલ્લુ શોધવા નીકળે છે. પણ ભલાં માણસોને ખબર રહેતી નથી, કે જ્યારે તેઓ દોલતવાળાં સાસરીયામાં બીરાજે છે, ત્યારે તેઓ કહેવા ઝંખવાણા જેવા પડી જાય છે? એ તો તેઓનો જીવજ જાણે તો. ઓશ્યાળી જીંદગી, બર્યો એવો અવતાર! રોજના

આર. એન. નવા

ની કુાં૦

હોલસેલ અને રીતેલ

સાઇકલના

વેપારી

સોલ એજન્ટસ

ન્યુ હડસન

સાઇકલસ

ના૦ ૨૩, કાલબાદેવી રોડ,

એદવર્ડ થીયેતર સામે,

મુંબઈ, પોસ્ટ નં૦ ૨.

# પારસી ભાઈઓને ખુશ ખબર.



☞ સસતો અને સોજો ફેન્સી સુકો મેવો ખરીદવાનું નીચલું માનીતું મથક તમારી ડાયરીમાં આજેજ ટપકાવી લેવા ચુકસો ના!

## સુકા મેવાના વેપારી,

| |
|---|
| **માવજી પ્રાગજીની કું૦**<br>૧૨૨, ચીરાબજાર, વહાડયાજીના<br>આતશબેહેરામ પાસે.<br>મુંબઇ નં૦ ૨. |

ભેટ આપવા લાયક મેવાના અપ-ટુ-ડેટ ફેન્સી બાકસો સુંદર ત્રાવેલીંગ કેસો અને ફેન્સી વીણી સાફ કરેલો દરેક જાતનો સુકકો મેવો હંમેશા તૈયાર મળશે. ખારા પસતા, ખારી બદામ, ચેસ્ટનટ વગેરે તમામ ટેસ્ટદાર મેવા જોઇતા હોય તો અમારૂં નામ યાદ રાખો.

**બહારગામના ઘરાકોને કોઇ પણ જોઇતો માલ વી. પી. થી મોકલવામાં આવે છે.**

નાણાં તપલાં ને બૈરી થતીના ગુલામ જેવી હાલત કરતાં તો કુંવારાપણું લાખ દરજ્જે બેહેતરજ તો, પણ ૧૫૦ ને ૧૦૦ ના કમાનાર શું પણ તેથી ઓછું કમાનારથી જો કોઇ નમાની, ગરીબ, ઘરબારના કામકાજથી પાવરડી ધણીયાણી લાવે તો, તેનું ઘર શ્રીમંત કરતાં સુખી નીવડે. સાદાઇ જો અખત્યાર કરે, પૈસાદારની હવેલી જોઇને પોતાની ઝુંપડી તોડી નહિં પાડે તો, કુંવારા રહેવાની જરૂરજ નથી. માત્ર મોટા મોટા ફેશન પ્રીશીયારીના ને અકરીકટના ખરચો રાખવાને લીધેજ પરણી જીંદગી ઘણાઓને પોષાતી નથી, ને તેથીજ ખરચ પુગો નહિં પડે માટે કુંવારા રહીએ છીએ એવાં બહાનાં કાઢે છે.

બીજા હાથ ઉપર છોકરીઓનો પણ કસુર તો છેજ. તેઓને પણ ફેશનમાં મરી રહેવા ગમે છે. આજની આપણી લેભાગું કેળવણી, છોકરીઓમાં છોળકા વિચારો દાખલ કરવા માટે ઘણે દરજ્જે જવાબદાર છે. ઉછાંછલી, અણસમજુ, ઘરના કામકાજથી બીન માહિતગાર, પડોશીનું જોઇને તેની નકલ કરનારી છોકરીઓ, ૧૦૦ ને ૧૫૦ નો પગાર સમજી નાકનું ટીચકું ચઢાવે ને તેમાં તેને માયો—અને બાવાજીઓ ઉતેજન આપે તેમાં નવાઇ શું છે? કેળવણીની ખામીથી એજ પરિણામ આવતું નથી પણ છોકરીઓના આખા સંસારનું આજની લેભાગું કેળવણી સત્યાનાશ વાળે છે. આપણી છોકરીઓને સાદાઇના અને ઘરસંસારને લગતા ઉંચા પાઠો શીખવવાને બદલે, તેઓને

છકેલપણાં તરફ ધસડે એવી કહેવાતી અપ-ટુ-ડેટ કેળવણી આપવામાં આવે છે, જેનું પરિણામ આપણે અત્યાર આગમજ ઘણું ભોગવ્યું છે, અને હવે પાછાં પગલાં ભરવાની જરૂર છે. વળી આ બાબતમાં સર્વથી પહેલો અને જબુન વાંક આપણે, આપણા બેટાઓની માતાઓનો કાઢીશું, જેઓ આગળ રહી બા-હિમતથી મોહડે ચઢીને '**રીતની ભીખ**' ની માંગણી કરે છે. તેઓ વળી હજાર બે હજારમાં તો સંતોષ માનતાજ નથી. પાંચ હજાર ને વધુ મળે તે ઠેકાણે પોતાના દીકરાઓને વેચવા તેઓ તૈયાર થાય છે. આવી નીર્લજ ભરી રીતે ગરીબ બેટી-ઓના ખેશીઓ તરફથી માંગણી કરવામાં, આ બાઇઓ હરગીજ શરમાતી કે લજવાતી નથી, પરંતુ પોતાની બેટીઓને એવાજ છાલકા વિચારો ધરાવવાનું એક જાતનું લેશન શીખવે છે.

અફસોસ! આ શરમભરેલી ચાલ માટે આપણે તેઓને કેવું નામ આપ્યે! આવા નફતાઇના નમુનાઓને આપણે બહાર (ઉઘાડા) પાડવાજ જોઇએ, કે જેથી બીજી માતાઓ ચેતેલી રહે. દીકરાજીઓ શોભતાબી ખરા કેની, તે માતાઓ હરખાઇ હરખાઇને તેઓની કીંમત કરે છે. પણ દીકરાની હજાર કમાલ એબ તરફ જોતી નથી, તેમજ તે વેચાયલા વરનું પાછ-લથી કેવું ભવિષ્ય નીવડશે તેનો પણ ખ્યાલ તે માતા કરતી નથી.

આ રીતની ભીખ માટે વળી છોકરીઓના માબાપોને પણ કસુર છે. મોટે શેરનાઓ પઇસાના જોરે પોતાની ગમે તેવી ખોડ ખાપણથી ભરેલી અને અયાસી તથા આળસુ દીકરી-ઓને ઠેકાણે પાડવા માટે જમાઇઓને વેચાતા લેવાનું પસંદ કરે છે, એટલે દીકરાજીઓની માતાઓ પણ હમેશાં એવા બીલ્લુની શોધમાંજ રહે છે. પછી ભલેને તેઓનો પરણ્યો સંસાર સુખી જાય કે દુઃખી! જો આ "**રીતની ભીખ**" ની બદીનો અટકાવ, મલબાર હીલની મેનાઓને ત્યાંથીજ થાય અને તેઓજ તેને ધીકકારી કાઢે, તો પછી પોતાની ખુબસુરત અને ઘર રાખુ પણ ગરીબ બેટીઓને ઠેકાણે પાડવાની મધ્યમ વર્ગને મોટી મુસીબત નહિં નડે. પૈસાદાર લોકો પોતાના પૈસાને જોરે, ગમે તેવી પોતાની ખોડખાપણવાળી અને આયા-દાયાને હાથે ઉધરેલી. તેવીજ હગમ હાંડકેની છોકરીઓને ઠેકાણે પાડવા મોં માંગ્યું દામ આપે, તો વેચાવા નીકળેલા ખુંબખો, જો ગરીબ અને મધ્યમ વર્ગની પણ ખરી ઘરરાખુ, સાલસ છોક-રીના માબાપો પાસે પણ મોટી રકમો ઓકાવાની તજવીજ કરે તેમાં નવાઇ નથી ને તે કારણે, યા તો માબાપો કરજ કરીને છોકરીને ઠેકાણે પાડે, કે યા તો તેણીને ગમે એવી લાય-કાત છતાં ઘરમાં સબડવા દે. ખરેખર પુછો, તો એમાં કમ-નસીબ છોકરાઓનો વાંક છે, કે જેઓ સંસારની આવી લાયક ભાગ્યવાન મેળવવાથી બેનસીબ રહે છે. કેટલેક વખતે આપણા

લોકો એમ સમજે છે કે, એક નાચાર બાઇનાં લગ્ન કરી આપવા, યા એવીજ કીસમનું પરમાર્થ ભર્યું કામ બજાવવું, તેના જેવું સખાવતી કાર્ય બીજું કશુંજ નથી. પણ જો તે જોડું, ખરે-ખર રીતની ભીખની બદીથી નીરાળું રહીને, ગરીબ સંસારે રહેવાને ખાતરજ ઠેકાણે પડતું હોય, તોજ તેવી મદદ કરવી ઘટે છે.

ગરીબ પણ નમાની, ઉદ્યોગી, મહેનતુ છોકરીએ, પોતાનો ભાગીદાર પણ તેવોજ શોધી કાઢ્યો હોય, તો પછી તેવાં જોડાંને સહાય કરી સંસારમાં હાર પાડી આપવાં. પણ આજે ઘણી વખત જોવામાં આવે છે કે, આ કહેવાતાં ગરીબ લોકો પરણે છે ત્યારે પારકે પઇસે, જયારે ખુદ લગનને દહાડેજ, ખાણીપીણી ને ધામધુમ તો પઇસાદારને પણ લહાવે તેવી હોય છે, અને તેઓનો ભપકો ને ખરચ ભલા ધનેતરને ભુલાવે તેવો જણાય છે. આ કહેવાતું ગરીબ જોડું, પાછલથી જે રીતે આપણે જોઇએ છીએ, તેમ ખરચમાં કશી વાણ રાખતું નથી, અને નોકર નફરો તથા ચલેજાવ બલેજાવ ભપકો તેઓને નાશના ખાડામાં ઘસડી જાય છે તે આજે જાણીતું છે. એમાં પણ કેળવણીની ખામી ઉપરાંત ગરીબ કહેવાવાની સુગ છે. મેમ સાહેબને ફલાણું તો જોઇએ, મેમ સાહેબને ફલાણી સારી વગર તો ચાલે નહિ. જણસબી ઘણી જોઇએ. ફરવા તો જવું જોઇએ. પગે ચાલીને એક ડગલું તો જવાય નહિ, ગાડીજ જોઇએ.

દિલે આરામ માસીક. | પ્રાણથી પણ પ્યારી-એક વાર્તા. | માસીક દિલે આરામ.

ઉપલા નામની વાર્તા, આ વરસના જાનેવારી મહીનાથી ચાલુ થઇ ચુકી છે. ઘરાક થનારાઓને માટે માત્ર રૂપ્યા ચાર છે. બાર માસના અંકો ઉપરાંત દર વર્ષે નીચલી ચોપડીઓમાંથી એક ચોપડી ભેટ મલશે. (૧) ફરસુદનો જ્યુબીલી ગ્રંથ. (૨) મહાન કવી રવીનદરનાથ તાગોરની ટુંકી વાર્તાઓ. (૩) રજપુત વિરસ કથા. (૪) અક્કલનો ખજાનો.

તુરત લખો :—**આર. ફરામજીને**, ૨૭૭, ક્રાફર્ડ મારકેટ, મુંબઇને સરનામે, અને તેનો લ્હાવો ચાખો. કંઇ ખોશો નહિ, પણ ગમ્મત સાથ જ્ઞાન મેલવશો.

---

# હારવર એન્ડ સન.

## ચોખ્ખા મસાલાના વેપારી.

**હારવરનો મુદ્રા લેખ ખરો નક્કર માલ વેચનાર માટે જાણીતો છે, જ્યા સવાદદાર મસાલો (વિગેરે) હોય, ત્યા સર્વને મોહડે "હારવર" નું નામ રમી રહેલુંજ સમજવું.**

હેડ ઓફીસ :—**ધોબીતલાવ.**

બ્રાંચ :—**તરકારી બજાર, કોટ.**

# ભાંગેલા તેમજ પડતર હાલતમાં પડી રહેલા વાજીંત્ર માટે તમારે મુંજાવવાનું કંઈજ કારણ નથી.

—:o:—

દીલરૂબા, સીતાર તેમજ દરેક જાતના વાજીંત્રો નવા બનાવવા તેમજ રીપેર કરી આપવા માટે હમારી જુની અને જાણીતી દુકાન દરેક જરથોસ્તીઓને રોશન છે.

વાજીંત્રના ઉંચામાંના તારો તેમજ વાયોલીન સ્ટ્રીંગ્સ વગેરે દરેક છુટક સામન કીફાયત ભાવે મલશે.

ફકત એકજ વખત પધારી ખાત્રી કરો.

## બચુમીયાં સીતારવાલા,

ચરનીરોડ જંકશન, રેલવે હોટલ સામે,

મુંબઇ—૪.

એવા એવા ખોટા ખરચોમાં આજે પારસી કોમ તણાઇ મરે છે અને પછી જ્યારે વાંક કાઢે છે, ત્યારે લગનનો કે પરણેલી જીંદગી ઘણી ભારે પડે છે ને ખરચ પુગતો નથી ને ઘેરબાર ટુંક પગારમાં ચલાવાતું નથી. આ સામાન્ય **"પારસી સંસાર"** નું ચિત્ર છે.

રીતની ભીખની બદીમાં, આજનો કહેવાતો અભણ વર્ગ જ ફસેલો નથી, પણ કહેવાતો કેળવાયલો અને અપટુડેટ વર્ગ તેના સકંજામાં વધુ લપટાયલો છે. જેમ નામ આગલ પુછડાં વધારે, તેમ તે દરેક પુછડાં દીઠ તેમની કીંમત પણ વધારે અંકાય છે. હેફ પડજો એવી કેળવણી ઉપર ! કેળવણી લઇને છુટાપણું ભોગવવાને બદલે, બઇરીના હાથપર વેચાવાનું જેઓ પસંદ કરે છે, તેઓ ખરેખર પોતાની કેળવણીને નામોશી અને ઝાંખ લગાડે છે.

જેઓના મનમાં અનીતીભર્યા વીચારો નાનપણથીજ વ્હેતા હોય, જેઓ તેવાં કામમાં ફસેલા હોય, તેવાઓના માતપીતાઓની ફરજ છે કે, તેવા વિચારોમાંથી અને તેવે રસ્તેથી પોતાના **બેટાઓને** ( અને **બેટીઓને** ) મુક્ત કરવા કોશેશ કરવી અને બોધભર્યા દાખલાઓ તેઓ સનમુખ ધરવા અને નહીં કે તેવા બેટાઓને એવું ઉતેજન આપી ચઢાવવા કે, " જ્યારેબી પરણશે ત્યારે બઇરી તો મોટી "રીત" લઇને પગે લાગતી આવશે." એવા વાહીયાત વિચારોથી, નાદાન ઉછાછળાં બેટાઓ ફુગી

ફાટી જાય છે અને કેટલીક વખત મોટી રીતની આશામાં ને આશામાં, મનના તુરંગો વચ્ચેજ પરણીને અદરાઇ પણ જાએ છે. આવા કમનસીબોને, મનના તુરંગો વધારે લોભ તરફ ધસડી જાય છે, જેથી તેઓ "**કુંવારાજ**" ધરડા થવા પામે છે.

અફસોસ! કેટલાકો પોતાની જુવાની ઉપર, કેટલાકો કેળવણી ઉપર અને કેટલાકો ખાનદાનની તુમાખીને લીધે કુંવારીજ જીંદગી ગુજારે છે, કે જે તેઓની તુમાખી બુઢાપામાં તુટવા પામે છે. તેઓ જ્યારે અર્ધા ધરડા થાય છે ત્યારે તે-ઓની નજર ઉઘડે છે, પણ મોટી ઉમરે લગ્ન કરવા માટે તેઓ શરમાય છે. કેટલીક વખત તો ઉમર છુંપાવીને, અને કોઇવાર "ઘરરાખુ શીખેલી સ્ત્રી મેળવવા રીત જોઇતી નથી" એવા અર્થસુચક શબ્દ સાથની જાહેર ખબર આપીને, પરણવા તૈયાર થાય છે. પણ અફસોસ! લગનના બજારમાં તે વખતે તેઓના ભાવ પુછાતા નથી. જેઓ નાની રીતથી સંતોષ નહિં માનનારા "**રીત જોઇતી નથી**" એમ ચોખ્ખું કહે, છતાં **બઇરી નહીં મળે** એ તેઓને કેવો કુદરત તરફનો તમાચો!

રીતની ભીખપર મરી રહેલાઓનો કેટલીવાર કેવો ફેસ્તો થાય છે, તે જાણીતી વાત છે. કેટલીક ચાલાક બાઇઓ સમજી જાય છે કે, પીતાજીની દોલત ઉપર મગતરા ભમે છે, તેથી તેવા-ઓને તેઓ બેહેંકાવે છે, અને પછવાડેથી તેઓની મશ્કેરી અને ઠેકડી કરે છે. એવા આપમતલબી નખરાંઓથી કેટલાએક

૧૦૪૬૫



શખ્શો ફુલનજી બની જઇ ભેટ સોગાદો પુર છુટથી આપવા માંડે છે અને આજકાલ કરતાં આશામાં ને આશામાં જીંદગી બરબાદ કરે છે.

કેટલાક મરઘા માસ્તરો, કુંવારા રહેવાનું એ કારણે પસંદ કરે છે કે, તેઓને બઇરાંઓમાં ડાહેલા થવાનું તેથી ફાવે છે અને પાંચ બઇરાં ભેગાં થયાં હોય ત્યાં જઇને જરાજરામાં તેઓને હસાવવાના ફાંફાં મારી તેઓની દોસ્તી સાંધે છે. કેટલાક બેશરમો, સ્ત્રીઓની પુંઠ પુંઠ ભમીને આબરૂદાર સ્ત્રીઓને સતાવે છે. પોતે ગગાજી હોય, બાવા નાહે ને તાપે તેવા, બોલવા ચાલવાનું ઠેકાણું નહિં, છતાં ઇંગ્લીશ શુટમાં કાળા સાહેબ લોક જેવા સજ થઇને, તેઓ કોઇ ચીકાસદાર બીલ્લુ શોધવાના ફાંફાં મારે છે. પણ ઉપર કહ્યું તેમ, સમજુ સ્ત્રીઓ તેવાઓને કોડું આપતીજ નથી પણ ઉલટું તેઓની ઠેકડી મશકેરી કરી, તેવાઓને કોઇકવાર પાણીઉતાર કરે છે.

મેં આગલ કહયું તેમ, એમાં છોકરીઓની માતાઓનો મોટો કસુર છે. "રીતની બીખ" ની કોમમાં ફેલાએલી બદી માટે તેઓજ જવાબદાર છે. તેઓ પોતાની લવંગીયા જેવી બેટીઓનો કોઇબી રીતે ઉઠાવ કરવાની દોડાદોડીમાં જમાઇ થતો કેવો છે અને કેવો નહિં, પાછલથી દીકરીનો ભવ સુખમા જશે કે નહિં, તે જોવા જાણ્યા વગર કોઇવાર છોકરાના ખાના દાનપર, કોઇવાર ખુબસુરતીપર અને કોઇવાર કેળવણીપર અને ઘણીજ વખતે બાવા નાહે ને તાપે તેવા છોકરાના બહારન-

દેખાવપર લોભાઇ, મોટી રકમની બીડની લાલચોથી જમાઇઓ હાથ કરવા તત્પર રહે છે. પરિણામે, છોકરાઓના પોતાના અને માબાપોના લગનના બજારમાં હમેશાં ચઢતાજ ભાવ બોલાય છે. પરિણામે, ગરીબ અને મધ્યમ વર્ગને પોતાની બેટીઓનો ઉઠાવ કરવાનું ઘણું ભારે પડે છે. તેઓને બેટીઓ શ્રાપ સમાન થઇ પડે છે. કેટલાંક એવા અભાગ્યાં કુંટુંબ છે, જે બેટી-ઓના અવતરવાને કમનસીબ લેખે છે, અને તેઓ નહિંજ પેદા પડે એવું ઇચ્છી, બાજે વખત તેઓનું મોત પણ ચાહે છે. કારણ કે પઇસાદારો, પોતાની ગમે તેવી બદસુરત બેટીઓનો ઉઠાવ નાણાંને જોરે કરી શકે છે, જ્યારે બાપડાં ગરીબ અને મધ્યમ વર્ગ ગમે તેવી લાયક બેટીને ઠેકાણે પાડવાને અશક્ત થઇ પડે છે.

આપણી કોમમાં કુંવારાપણું વધી પડવાનો બીજો સબબ, આપણી કેટલીક શીશીયારીખોર નારો છે. તેઓ આજની છાલકી કેળવણી લઇ, શીશીયારીમાં અને ફેશનમાં મરી રહેલી હોવાથી વધારે પગાર લાવનારા આસામીઓ સાથે જો નહીં લગન કરે તો પછી તેઓ કોણને ખાય કરડે ? અને તેટલાજ ખાતર, આજના જમાનાની સ્ત્રીઓ પોતાના ધણીઓને સોલ શાઇટ દાખલ વેચાતા લઇ લે છે.

વળી આપણી કેટલીક બહેનપણીઓને આળસાઇનો પણ મરજ લાગુ પડેલો છે. અસલના વખતમાં, ઘેરમાં નોકરનફર મોટે ભાગે કોઇ જાણતુંજ નહિં અને શેઠીયાઓના ઘરમાંબી

સુંબઈનું સર્વથી જુનું અને સર્વે સસ્તું માસિક

# "જ્ઞાનવર્ધક."

વાર્ષિક લવાજમ માત્ર ૩ રા.

તમારા કુંટુંબ માટે જરૂર મંગાવજો, કાંકે "જ્ઞાનવર્ધક" દરેક દરેક રીતે તમોને જરૂર સંતોષ આપશેજ. વર્ષે પો૦ ટ૦ સાથે માત્ર રૂા. ૨–૪–૦ છે.

નિચલે ઠેકાણે માત્ર ૧ કાર્ડ લખયાથી વી૦ પી૦ પી૦ થી મોકલવામાં આવશે.

---

**સંગ તેવો રંગ.**

લખનાર :

**મી૦ દી૦ ન૦ પાવરી.**

ચાલુ સમયમાં ધ્યાન ખેંચી રહેલી, ૨૮૦ મોટા સફાનું વાર્તાનું પુસ્તક, કીં૦ રૂ ૧॥.

**"ઈરાનીઅન નાઇટ્સ."**

લખનાર :

**મી૦ મા૦ એ૦ વાચ્છા.**

૨૨ ઉમદા નીતિજનક બોધદાયક વાર્તાનો સંગ્રહ.

---

આ વાર્તાઓ માટે હુમને અનેક અભીપ્રાયો મલ્યા છે. તમારી લાયબ્રેરી માટે અને કુંટુંબ માટે જરૂર મંગાવી લેવો. માત્ર કાર્ડ લખવેથી વી. પી. પી. થી મોકલીશું.

ઠેકાણું;—મેનેજર જ્ઞાનવર્ધક, કાંતા બીલડીંગ,
કાલબાદેવી, મુંબઇ.

# THE PIONEER HOUSE FOR MUSICAL INSTRUMENTS.

---

Dilrubas, Sitars, Tambooras, Hund and Folding Harmoniums, Organs, Gramophones, Violins etc.

---

Best Steel & Copper Wires, Gramophone Needles, Violin, Strings, Bridges Keys, Bows etc.

---

Violin, Dilruba and Harmonium Cases and all the Musical Fittings sold at Moderate Rates.

---

All Sorts of Repairs Most neatly and promptly executed.

---

Upcountry orders executed by V. P. P.

---

*Awarded Gold and Silver Medals and Various Certificates for High Class Workmanship.*

**BACHUMIYA SITARWALLA,**

**Charni Road Junction, Opposite Railway Hotel.**

જો પકાવનાર પારસી બબરચી રાખતા, તો તે ઘરની શેઠાણી-ઓ ઉપર ટપકેનું સમારી પીસી આપતાં, અને તે ઉપરાંત ઘણું ઉપલક કામ કરી બીચારા નોકરને સવળતા કરી આપતાં. ઘરનાં કામકાજમાંથી બીજો વખત ફાજલ પડતો, તો તેઓ સીવી સાંધી, ભરી ગુંડીને વખત ગાળતાં. વળી પરમાર્થી કામો કરવાને ચુકતાં નહીં. પણ આજે આપણે શું જોઇએ છીએ? આજે તો ઘેરમાં બબરચી તો જોઇએ. તે ઉપરાંત ઉપરનું કામ કરવાવાલો માણસ ને આયાદાયા વગર બાઇ સાહેબોને ચાલે નહીં. ઘેરમાં તરેહવાર રીતે માણસો ચોરાંનું લુટાણું ચલાવે, પણ બાઇ સાહેબોની જાણે બલા. તેવણ તો સહવારે ઘોલ્યાંપરથી ઉઠીને પાછાં ઇઝીચેરપર અરડાશે કે **"બોય?!! ચાહે લાવ."** જે પછી બાઇ સાહેબ જરા વાર્તા વાંચશે ને નોવેલ જોશે. બપોરે આઇતે ભાણે જમીને પોહોઢી જશે, કે વળી પાછાં સાંજે ચાહ નાસ્તો કરી ફરવા જવાની ધધુખર મચાવશે. ઘેર ઘેરને ઠેકાણે. આજના આપણા કહેવાતા સંસારનો આ ચીતાર છે.

આપણા **"પારસી સંસાર"** માં આજે બે જાતની સ્ત્રીઓ જોવામાં આવે છે. એક સદ્દગુણી નાર છે, તો બીજી તેથી ઉલટી કીસમની છે. એક કહેવાતી અપ–ટુ–ડેટ નાર, જે ફીશ-યારીમાં મરીચરી રહેલી હોય છે, તેણી કોઈ કાલે ધણીને મદદગાર થઇ પડતી નથી, પણ બોર આપદા સમાન ધણીને માથે પડે છે. જ્યારે બીજી ગરીબ અને સદગુણી નાર, ધણીનાં દુઃખ વખતે તેમજ અઘરી સઘરીએ, સદા મદદગાર દાખલ પુરવાર થઈ છે.

એક અફરાકતમાં મરી રહેલી નાર, જેણી ફેશનને બ્યુટી દાખલ ઓળખાવતી હશે, તેણી તરફથી ઘરનાં કામકાજની આશા રાખવી, એ તો તદન ફોકટજ છે. જેમ એક કસારીથી તેણી ધુંજી અને બીહ ઉઠશે, તેમ તેણી ઘરના કામકાજથી પણ કમકમી અને સુંગાઈ ઉઠશે. જ્યારે એક ગરીબ નાર, જેણી એક સદગુણી સુંદરી દાખલજ ઓળખાવવી જોઇએ, તેણી ગમે એવાં બીકટ કામમાં ઓસ્તવાર ખડી રહેશે અને એક મરદને શરમાવે તેવું કામ બજાવી ઉભી રહેશે.

દોલતના બીછાણાં ઉપર અળોટાયલી નાર તરફથી, રાંધણ-કળાના હુન્નર માટેની માહેતીની વકી રાખવી, ફોકટજ છે. તેણીઓને તેવું શીક્ષણ મળતું નથી, અને મોટપણે તેવું શીક્ષણ મેળવવાને પણ ગમતું નથી.

રાંધણીમાં તેણીઓ કદી પગ મેલતી નથી. ભાગજોગે જો કુક રૂસાઇ જાય, તો સુકુંપાકું ચલાવી લેવા વગર તેઓને અને ધણીજીઓને છુટકજ થતો નથી; નહીં તો કે ભુખે ઠોકરાવું પડે છે; જ્યારે એક સદગુણી નાર, પોતાના પગપરજ ઉભી રહે છે. તે ઘરનાં માણસો ઉપર બેસી રહેતીજ નથી, પણ પોતે હાથે જાતે રાંધી સીધી ઘરનું કામકાજ કરે છે અને ઘરને સુખવાસી બનાવે છે. તેણી કરકસરથી સારૂં અને સોજણું પકાવી ઘરનાઓની તંદોરસ્તીની જાળવણી અને ખરચમાં ઉગાળો કરે છે.

આ રીતે ત્યારે, આપણી કોમમાં કુંવારાપણું વધી પડવાનાં ઘણાં કારણો છે છતાં પણ જો રીતની બીખનો રીવાજ નાબુદ ન કરવામાં આવશે, તો કોમને તેથી ઘણું ખમવું પડશે. કુંવારાપણાં માટે આ બદી, મોટે ભાગે જવાબદાર છે. માટે આપણ સર્વએ સાથે મળી તે રીવાજને હવે દફ્ણાવવો જોઇએ છે. આપણી ઘણી સદગુણી બહેનો અને બેટીઓ માત્ર રીતની બીખની મોહકાણેજ કુંવારી રહી જવા પામે છે, એ ચોકસજ છે.

આઇતી હરામી દોલત ઉપર મુસ્તાક બની, આપણા બેટાઓ જે રીતી લઈ બેઠા છે, તે ઉપર આપણે તીરસ્કારભરી નજર નાખવી ઘટે છે. આ રીવાજને શરણ થવાથી, તેઓ લોભી બની જાએ છે; જે સાથ હરામખોરીને તેડું કરે છે. અલબત પૈસાદાર માબાપો, પોતાની દીકરીઓને પરણાવ્વા પછી, જમાઇઓને ખુશીથી જે કાંઇ આપે ને ઉદારતાથી નવાજે તે જુદો સવાલ છે; પણ અદરાવાં આગમજ તેવું કાંઇ સાટું થવું નહીં ઘટે, તેથી ગરીબ પણ ઘરરાખુ બેટીઓનો ઉદ્દાવ કરવો મુશ્કેલ થઇ પડે છે. એવી બીખની માગણી તુચ્છકારી કાઢવી લાયક છે. ને બેટાઓ તે માટે સજાવાર છે. કુંવારાપણા માટે એક બીજી બાબત જે જવાબદાર છે તે એ કે, કેટલાંક આપઅખત્યારી ધરાવનાર માતપીતાઓ ગોયા પોતેજ લગન કરવા બેસવાના હોય, તે મીશાલ તેઓ પોતાના બચ્ચાંઓનાં ભવીષ્યનાં સુખો વચ્ચે આરી આડી મારે છે. એટલે બચ્ચાંઓની લગન માટેની

પસંદગી વચ્ચે આડે આવે છે, અને પોતાનાજ મતલબીઓ સંગાથ તેઓને જણાવ્યા કે ચેતાવ્યા વિના, છુંપી રીતે જોડું જોડી આપે છે, અને એવી રીતે અણગમતા સાથી સાથે બેટા-બેટીઓને જોડી આપી, તેઓનાં સંસારને સરીયામ કચડી મેલે છે.

એ પગલું, જેટલું અફસોસકારક છે, તેટલુંજ ધાટકી છે. માટે એવાં માતપીતાઓને આપણે ચેતવણી આપીશું કે, તહમો પોતાનાં બચ્ચાંઓનાં લગન માટે કેડેબી સાટું કરવા અગાઉ, તેઓના વિચારો જાણવું એ ઘણુંજ બહેતર છે.

પણ વળી તેજ વેળા કેટલેક ઠેકાણે છોકરા છોકરીઓ છુપી રીતે અરસપરસના કોલો આપી બંધાય છે, તે તરફ પણ આપણે પસંદગીની નજરે નહી જોઇશું. એમ કરી ઉછાછલા જુવાન્યાઓ પોતાનું છાલકાપણું અને નાદાન્યતપણું દેખાડી આપે છે. તેઓએ ભલે પસંદગી કીધી હોય પણ કોલથી બંધાવા આગમજ માતપીતાના વીચારો જાણવા જોઇએ, કેમકે આખર કરે ને લીલીસુકી વેઠી ચુકેલાં માબાપો તેઓને સારેજ રાહે પાડી શકશે.

ટુંકમાં કહીએ, તો આપણા સંસારનું કોકડું એવી રીતે ગુંચવાયલું છે કે, તેને ઉકેલવા માટે બાહોશ ભેજાંઓની જરૂર છે. કુંવારાપણાં માટે, આપણે લંબાણથી જોઇ આવ્યા તેમ, અનેક સબબો આભારી છે, જેનો હવે તોડ નીકળવો વટે છે.

ખુદા આપણી કોમનો નેગેહબાન થાવ, અને અશો જરથોસ્ત પેગંબર, રસ્તો ભુલેલી આપણી કોમને, પાછો સીધો રાહ બતાવો, એવી આપણે ખરા અંતકરણથી દુવા ઇચ્છીશું.



**THE BOMBAY STORES, LIMITED.**

Tailors & Complete Outfitters. Specialists in Gent's tailoring The best tailors in the market. Just give us a trial and see. We guarantee perfect fit & style.

**185, SITARAM BUILDING,**
**HORNBY ROAD-BOMBAY.**

---

## હોરમજ હોટલની વખાણ.

શું કહું બપાવા! ભોલા દિલનાં માલેક, બસ ઘરાકોની સાથે નમનતાઇ બતાવી સ્વાદીષ્ટ ખાવાનું આપે છે, અને તે પણ કીફ઼ાયત ભાવે, જેથી હુમારે ત્યાં જમવાનું સર્વને પોશાય છે.

માલેક, જરથોસ્તીપર ઘણી અચ્છી રીતની પ્રીત દેખાડે છે. બસ, તેવણ ગરીબ હુમદીનોના આશીશ મેળવવા માટે તલબગાર છે.

**ઠેકાણું :—કોટ, ઘોઘા સ્ટ્રીટ.**

# અમારો અનુભવ ૪૩ વરસનો છે!

અનુભવ અનુભવ શું કરો છો—અમો કાંઈ આજકાલના અનુભવી નથી—મસાલો બનાવવાનો અનુભવ અમોને લગભગ ૪૩ વરસનો છે—જેથી સરસ માલ બનાવવા માટે અમો ઘણા જાણીતા થયા છીયે. અમારી ફેકટરીમાં બનતો મસાલો ઘણા દુકાનદારોને ત્યાં—તેમજ હોટેલો, કલબો અને રેસ્ટોરાંઓમાં વપરાય છે અને બરેબર વખણાય છે, એજ એજ અમારા માલની સરટીફીકેટ છે.

## મઘમઘ થતો દરેક જાતનો મસાલો.

ધાનાજીરૂ, અરધ, મરી, મરચાંની ભુકી, કરીનો મસાલો, દરેક જાતના આચારો.

## ઉંચા શેરડીનો સરકો.

સૉસ, ચાહ, કાફી, સુખડ, લોબાન, જાતજાતનાં શરબતો વીગેરે વીગેરે ચીજો કીફાયતે મલશે.

## રૂસ્તમ ખુદામુરાદ મસાલાવાળા.

ડેપો—ગીરગામ બૅક રોડ, અગીઆરી મોહલ્લાને નાકે.

બ્રાંચ—શાપુરજી શેઠનો ચકલો, કોટ, મુંબઈ.

# ગોદરેજના સાબુ.

—:o:—

## શુદ્ધ તેલના—જરાએ ચરબી વીનાના.

### સરકારી રસાયણીની સરટીફીકેટ.

તા૦ ૨૬ મી સપટેમબર ૧૯૧૪.

ગોદરેજનો નાહવાનો સાબુ મેં બારકીથી તપાસી જોયો છે અને મારા મત મુજબ એ સાબુ બહુ ઉંચી જાતનો છે અને સારા સાબુમા જે જે ગુણ જોઇએ તે બધા એમાં છે.

એ સાબુ ફક્ત શુદ્ધ તેલનો બનેલો છે, ફીણ બહુ વલે છે. ટકવામાં ઘણો સારો છે અને નાજુક ચામડી માટે પુરતો લાયક છે.

લી૦

**મેજર ડીકીનસન.**

આઇ. એમ. એસ. ગવરમેંટ એનેલાઇઝર.

કારખાનું—સાંકલી સ્ટ્રીટ, ભાયખલા, મુંબઇ.

**SYPHONS filled with pure sterile Soda, Lithia, etc. Aerated waters can be had of**

# DHAIRYAWAN BROTHERS,

**HIGH CLASS ÆRATED WATERS**

MANUFACTURERS

*Manufacturing Chemist.*

## THAKURDWAR, BOMBA'

We supply delicious Ærated bever
to Household, Pick-nick Partier W
Festivals etc. on order at moderate
Purity and quality are our guarante